# चार कहेवतनी रमुजी वारता.



દોહરા.

વાત રસીક આ વર્ણવી, મૂકું સજ્જન પાસ;
પે'લેથી છેલે લગી, વાંચો ધરી ઉલ્લાસ.
ચૂક કરો દિલ દર ગુજર, નહીં મુજ આ અભ્યાસ;
મતિ ગતિ કંમતિ હજી, સૌ ગુણી જનનો દાસ.



प्रसिद्ध करनार.
મહેતા ગુલાબરાય લક્ષ્મીદાસ બુચ.
જામનગર.

નડીયાદ સત્યસાગર પ્રેસ

# अर्पण पत्रिका.

नेक नामदार सखावते जाम श्री, विभाजी के. सी. एस. आई. साहेब बहादुरना पाटवी कुमार साहेब—

जशवंतसिंहजी बहादुर.

जामनगर.

આપની વિવેક ભરી ઉદારતા, અનાશ્રિતના આશ્રિત,
કૃપાના કલ્પ વૃક્ષ, વિદ્યાના વિનોદી, ઉછરતા
ગ્રંથકારના આગેવાન વિગેરે વિગેરે સ-
દ્ગુણના સર્વોપરિ ચિન્હ મારી ચક્ષુઓ
પાસે આવતાં તતક્ષણ નવિન
સાથે આ મારૂં નાનકડું
પુસ્તક પ્રેમ ભાવથી
અર્પણ કરૂં છું
તે સ્વીકાર
શો.

## હરિગીત છંદ.

હાલાર હકવંતે હમેશ, નિમેશ જગ વખણાય છે,
નિજ સુત વળી જસવંત, જનગન જોઈને હરખાયછે;
દીન જન તણા દરિયાવ થઈ, કરો કૃપ દયા ધરી,
અર્પણ કરૂં આ બુક તે, સ્વીકારજો સ્નેહે કરી.

કોહિનુર હિરો આજ તાજે, જડી રહ્યો વિક્ટોરીયા,
પણ ધરણિપર બરજઆજ કીધો, નામ જસવંત જામીય;
રૂપે ઘણા રળિયાત છો બળિયાત જામનગર ધણિ,
અર્પણ કરૂં આ બુક તે. સ્વીકારશો સ્નેહે કરી.

હજુ અલ્પ ઉમ્મર આપની તોપણ પ્રતાપી પ્રૌઢ છો,
ઘણી તિવ્ર બુદ્ધિ તેજને, આનંદના અભિધાન છો;
હું ઉર અતિ હરખાઈ, તાત વંદુ મુજેજ ફરી ફરી,
અર્પણ કરૂં આ બુક તે, સ્વીકારશો સ્નેહે કરી.

વિદ્વાન જનનો વાસ ખાસ, હજુર મંડળ માંહી છે,
શશી સમ સભાસૌ સોભતી, સઘળેજ કીર્તિ ગવાઇ છે;
નગરી નવલ નીરખાયના, આવે ઉલાસ ઉરે ધરી,
અર્પણ કરૂં આ બુક તે, સ્વીકારશો સ્નેહે કરી.

**હું છું આપની વફાદાર વસ્તી**

**—ગુલાબરાય—**

# प्रस्तावना.

---

ચાલતા વખતમાં જૂદા જૂદા વિષયોનાં, જૂદા જૂદા વિદ્વાનોની કલમથી કસાયલાં, જૂદાં જૂદાં પુસ્તકો બહાર પડેલાં જોવામાં આવે છે. તેથી આપણા આર્યજનોનું સારૂં થવા અમો દીન પ્રતિદીન વિશેષ ઉત્કૃષ્ટતા ધરાવીએ છીએ.

મારી મતિ અનુસાર સર્વ સુજ્ઞ લોકોની ખાસ શેવા બજાવવાને વાસ્તે ચાર કહેવતની રમુજી વારતાની રસિક અને ધડો લેવા લાયક આ નાનકડી ચોપડીનો પુસ્તકોમાં ઉમેરો કરી વાંચવા તસ્દી લેવા વિનવું છું.

ગમે તેવું પુસ્તક હોય તોપણ પહેલેથી છેલે લગી મનન કરી સારૂં નરતું સમજી લેવું એ માણસની ખાસ ફરજ છે. પણ આજના ઉછરતા જુવાનીયા લેભાગુ ઈંગ્રેજી જાણનારા ગમેતેવું પુસ્તક હાથમાં લઇ ઉપરથી જોઈ "નોન્સેન્સ" કહી પડતું મૂકેછે. આ ખાતે મારૂં દિલ ઘણું દગ્ધ થાયછે. પણ શું ઉપાય? કોણ જાણે તે ભાઈઓના વિચાર કયા વિષયો વાંચવા ઉપર દોડયા હશે તે સમજાતું નથી. તેવાજ ભાઇઓને અંદર ઊતરી વાંચવા મારી ખસુસ ભલામણ છે.

આ ચોપડી બાહાર પાડવાને મારો ઇરાદો ઘણા વખત થયાં હતો પરંતુ મારો આ પહેલો પ્રયાસ છે. વળી હું સર્વ સમજુંછું એવો નકામો ડોળ નહીં રાખતાં બનતાં સુધી કોઈ સારા જાણીતા ગ્રંથકાર અગર તો અનુભવી વિદ્વાન પાસે સુધરાવી બહાર પાડું તોજ સારૂં. છેવટે એ ખોટ પૂરી પાડવા મારે ખંભાલિયા નિવાસી

રા. રા. જયશંકર આણંદજી જાની કે જેઓ ત્યાંની સુધારા વર્ધક સભાના સેક્રેટરી છે તેમજ સારી રીતે કવિતા કરી જાણેછે તેનો અત્રે મુકામ થતાં મને આનંદમય વખત હાથ આવ્યો. "મારૂં અત્રે થોડું રહેવાનું છે જેથી દિલગીર છું તોપણ મારી યથા મતિથી હું સુધારી આપીશ" એવું "જાની" નું વાક્ય સાંભળી હું આનંદ પામ્યો ને મારા પુસ્તકમાં સુધારો વધારો કરી મને સહાયતા આપી જેથી હું તેમનો ઉપકાર માનું છું.

ગુણજ્ઞ લોકોને મારી એટલીજ અરજ છે કે આ નાનકડી ચોપડીમાં હસ્તદોષ અગર કાંઇ બીજા દોષ હોય તેને જેમ હંસ દૂધ પાણી ભેળાં કરેલાં હોય તેમાંથી દૂધ પી જાયછે અને પાણી રહેવા દેછે તેમ આપ ગુણ ગ્રહણ કરી થયેલા દોષને માટે ક્ષમા આપશો.

જામનગર તારીખ ૧ જાનેવારી સને ૧૮૮૯ } મે. ગુ. લ. બુ.

# અંબાજી માતાની સ્તુતિ.

---

## ભોપાલી કલ્યાણ.

અંબા મહેશ્વરી, મને આપ સન્મતિ,
ગ્રંથ ગુંથવાની કંઈક દે રતિ ગતિ.
અંબાજી આરાધું તુજને, વિમળ કરવા વાણ;
બુદ્ધિબળ વિનયવિદ્યાથી, હું છું હજી અજાણ. અંબા૦

પૂરણ પ્રેમ વિના વિદ્વાન, કદિ ગુંથે જો ગ્રંથ;
મથી મથી મર માથું ફોડે, તોય ન સૂઝે પંથ. અંબા૦

પ્રેમ પ્રસાદી પ્રાસ કરાવી, સામળ કાળિદાસ;
પ્રેમાનંદતણી વાણીમાં, મૂકી અતિ મિઠાસ. અંબા૦

અનાથનાં આધાર તમેછો, સેવકનાં પ્રતિપાળ;
સેવ દેવ મળી સર્વે કરેછે, તરવા આ સંસાર. અંબા૦

આઠ પો'ર મુનીવર મોટા તે, તારૂં ધરતા ધ્યાન;
નારદ સારદ સસ્ત્ર શેષ, જીવ્હાથી કરે વખાણ. અંબા૦

ભક્ત તણું દુઃખ જાણિ દિલમાં, તરત કર્યા ઉપચાર;
મધુકૈટભ મહિષાસુર દૈત્યો, માર્યા તનથી ઠાર. અંબા૦

જાનીની આ વાણી જાણી, મ્હેર કરોને માય;
સાહ્યથાઓ મિસ્તર મારાને, તો આ ગ્રંથ રચાય. અંબા૦

---

# चार कहेवतनी रमुजी वारता.

શરદ રૂતુની મનહરણ બહાર ખુલી રહી છે, કાળી અંધારી રાતના દાદુર પોતાના દોરંગી અવાજ, તમરાંના સાદની સાથે મેળવી મનને આનંદની સાથે ભય ઉપજાવેછે. સયનભદ્રા નામની નદી પણ પોતાના રૂપેરી રંગથી વહી દેશને દેદિપ્યમાન કરેછે. કિનારાની ચોમેર જાંબુ, કણેર, કદળી, આંબા, સિતાફળી, જમરૂખ, વડ, પિપળ, લિમડા, આવળ, બાવળ, સાગ, સિસમ, વિગેરે અનેક વૃક્ષોથી ઘેરાએલ વિશાળ પ્રદેશમાં અમરપુર કરી અતિ સુંદર શહેર હતું. તેમાં ઝવેરચંદશાહ કરી ધનાઢ્ય શેઠ રહેતા હતા. રાજ્ય દરબાર તથા ગામમાં તે મોટા નામાંકિત નગર શેઠ ગણાતા હતા. તેને ઘેર ઘોડા, બળદ, ઊંટ, ગાય, ભેંસ વિગેરે કેટલાં એક પશુઓ તથા વાણોતર, સિપાઈ, ગાડીવાન, એમ ઘણા માણસોનો નિભાવ ચાલતો હતો. તેના ઘરની બાંધણી પણ હિંદના વખણાતા સિલ્પ કારીગરોને હસ્ત કરાવી અતિ મનરંજન કરે તેવી કરી હતી. એટલુંજ નહિ પણ રમણિય બગિચાની અંદર તે સુંદર મકાન શોભતું હતું. એવી રીતે તે શેઠ સુખમાં દહાડા ગુજારતો હતો, પ્રભુકૃપાથી તેને એક ફુલચંદ કરીને પુત્ર હતો. " કહેવત છે કે કરમી વાંસે અકરમી " એ મુજબ ચોરી કરવી, જુગટે રમવું, વ્યભિચાર કરવો, જુઠું બોલવું, એ, એનામાં મુખ્ય મોટા દુષણ હતા, વખતો વખત શહેરમાં ગુન્હા કરી આવે પણ ત્યાંના અમલદારો તેના બાપ દાદાની આબરૂથી આંખ આડા કાન કરી જાય આમ ઢીલું પોચું જોઈ બાઇ સાહેબ તો ચડતા ગયા. તે ઉપરથી તેના બાપે વિચાર કર્યો કે પુત્ર વગર સંસારતો શું ! પણ સ્વર્ગમાંય સુખ નથી મ-

ળતું. વળી બીજું સુખ ઘેર દિકરા એ ખરી વાત પણ મારી વૃદ્ધા અવસ્થામાં કપુત પુત્રના કૃત્ય જોઈશકાતાં નથી. મારી આંખ વિચાણા પછી થોડા વખતમાં મારા બાપદાદાની મેળવેલી પુંજી જુગટું તથા વ્યભિચાર વિગેરેમાં ખરાબ કરશે તેથી આખર તેને દુઃખ પડશે માટે મારે કાંઈ ઘટતો ઇલાજ કરવો જોઇએ તે ઉપરથી તે ગામમાં ચાર ભાઇ વાણિયા મોટલીયાનો ધંધો કરી ગુજરાન ચલાવતા હતા તેમને બોલાવ્યા.

**ઝવેરચંદશાહ**—આવો શેઠ બેસો. હું તમને વગર વ્યાજે પૈસા આપું તે એવી સરતે કે મારો દીકરો મૂર્ખ છે તેથી કરીને તે મારા બધા પૈસા ખરાબ કરશે. તે માટે હું તમને પાંચ લાખ રૂપિઆ આપુંછું તે લઈને વેપાર કરો. ને મારા દીકરાને દુઃખની વેળાયે તમેં પૈસાની મદદ કરી સારી શિખામણ દઈ સારે રસ્તે ચડાવજો.

**ચારભાઈ**—બહુ સારૂં. આંહીં અમારી આબરૂ નથી તો અમેં પરદેશ જઇ દુકાન માંડીએ ?

**ઝવેરચંદ**—ઠીક, ભલે. લ્યો આ પાંચ લાખ રૂપિઆ. તમે સારી રીતે વેપાર કરો; કેમકે મારો દિકરો મારૂં સર્વ ધન ખરાબ કરી દેશે ને તમારી પાસે હશે તો કામ આવશે.

ચાર ભાઈયે શેઠ પાસેથી રૂપિઆ લઈ ત્યાંથી ૩૦ ગાઉ ઉપર ગુર્જર દેશની પુર્વ સિમાએ સંહ્યાદ્રિ પર્વતની તળેટીમાં શાહપૂર નામનું શેહેર હતું તેમાં દુકાનમાંડી તેથી તરતજ તેમનો દિવસ વળતો થયો અને થોડી મુદત્તમાં મોટા શેઠ બની ગયા ને આબરૂ બહુ મેળવી " આબરૂનું જવું એ અરધા મોત બરોબર છે " એ હમેશ યાદ રાખવું. કેટલાંએક વરસે તે છોકરાનો બાપ ઝવેરચંદ શેઠ

માંદો પડયો, પણ જીવ જાય નહિ. ત્યારે છોકરાને બોલાવી કહ્યું કે મારા દિકરા મારો જીવ હવે આ ફાની દુનિયા ઉપર રહેવા રાજી નથી " છોકરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય નહિ " તું ગમેતેવો મુર્ખ છો તો પણ તારી ચિંતાએ મારો જીવ રોકાઈ રહ્યો છે. માટે તું મને એક વચન આપ કે મારા મરણ પછી મારી દોલત સારે ઠેકાણે ને સારા કામમાં વપરાય. એ વચન લઈને શેઠ ગુજરી ગયા. શેઠની ઉત્તર ક્રિયા તેની આબરૂ પ્રમાણે કરી પછી છોકરે પોતાના બાપને વચન આપેલ તેથી થોડા પૈસા સારા કામમાં એટલે ધર્માદામાં વાપર્યા ને બાકીના જુગટામાં ને વ્યભિચારમાં ગુમાવ્યા. હવે કેટલેએક વરસે દોલત થઇ રહી ને ઘરમાં ખાવાને બાજરીના પણ વાંધા થયા ત્યારે તેની બાઇડીયે પોતાનાં ઘરેણાં વેચીને થોડા દિવસ કાઢયા. તેથી કરીને પણ છોકરો સમજ્યો નહીં. છેલ્લે પોતાનાં ઘર તથા દુકાન ઘરેણે મુકી જુગટામાં હારી બેઠો ને છેક એવી હાલતમાં આવી પડયો કે ભૂખ્યાં ને ભૂખ્યાં સૂઈ રહેવું પડતું. " જુગટું છે તે દુર્ગુણ જાણ, ઘણા લોકની થાયજહાણ " માટે એવા વખતમાં બાઇડીયે કહ્યું કે તમેં તમારી ખરાબ ચાલ છોડી આપો તો સારૂં પણ તે વાત માનવામાં આવી નહીં. જ્યારે તેની પાસે પૈસા હતા ત્યારે તેના જુગટીયા મિત્રો આવો આવો એવી રીતે બોલાવી આદરભાવ આપી રમાડતા વળી રાખેલી રાંડ પણ તેજ પ્રમાણે તાબેદાર થઈને રહેતી પણ હવે તો જેવાં શેઠનાં દિદાર થાય કે જુગટીયા મિત્રો ભાગી જાય. ભોગજોગે ભેળા થઇ જાય-તો બોલાવે પણ નહીં, ને ઉલટા વઢવાડ માંડે ને કાઢી મેલે તેમજ રાખેલી રાંડ પણ કહે કે હું ફોકટ તારી જોડે બોલવા તથા રમવા ખુશી નથી તારે મારે ઘેર આવવું નહીં. એ પ્રમાણે બ-

ઘેથી જ્યારે હલકો થયો ત્યારે લાચાર થઈ ખરે ખરે “ પૈસો છે તોજ પ્રતિષ્ટા છે. ગરજ ચાહેશો કરે. ” આ કહેવતો યાદ લાવીને બાઇડીની વાત ઉપર ધ્યાન દીધું એટલે તેની બાઈડીએ કહ્યું કે તમારા બાપે આ ગામના ચાર ભાઇ મોટલીયા, હરિદાસ, રામદાસ, નેણુશી અને રાયચંદ કરીને હતા કે જેણે આંહીથી ૩૦ ગાઉ ઉપર શાહપુરં કરીને શહેર છે ત્યાં જઇ દુકાન માંડી છે તેને કાંઇક રૂપિઆ આપ્યા છે તો તમેં ત્યાં જાઓ ને જો કાંઇક રૂપિઆ આપે તો આપણુને આ વખત ખાધામાં કામ આવે “ દુઃખ દુર હોય ત્યાં સુધી તેનાથી નાસતા રહેવું પણ જ્યારે ઉપર આવી પડે ત્યારે ધિરજથી સહન કરવું ” એમ કેટલુંક સમજાવીને કહ્યું ત્યારે જવાબ આપ્યો કે ઠીક ત્યારે કાલ સવારે ત્યાં જઈશ. તે ઉપરથી બાઇડીએ પાડોશી પાસેથી કાંઈ થોડા દાણા ઉધાર લઇઆવી તેનાં ઢેબરાં કરી દીધાં તથા પોતાના પગના રૂપાના કરડા હતા તે વેચ્યા તેના થોડાક પૈસા આવ્યા તેમાંથી રૂપિયો વાટ ખરચીનો આપ્યો ને બાકીના પોતાની પાસે ખાવા સારૂજ રાખ્યા. સવાર થતાં શેઠ ઉઠી મોટલીયાના ગામ તરફ વિદાય થયા.

**ફુલચંદ** કોઇ દિવસ પ્યાદો ચાલેલ નહીં હતો તેથી માંડ માંડ ચાર દિવસે પોતાને જે ગામ જાવું હતું તે ગામ જઈ પહોંચ્યો. ગામના દરવાજા બાહાર ભવ્યને સુંદર શિવનું દહેરૂં હતું તેના ઓટલા ઉપર થાકથી બેઠો. સવારનો પહોરછે હવા પંણ મનને આનંદ ઉપજાવે એવી મંદ મંદ આવતી હતી થોડો વખત આરામ લઇ જેનું પોતાને કામછે તેનું ઠેકાણું પૂછવા આમ તેમ જોયા કરેછે તેટલાજ વખતમાં જેનું કામછે તે પોતેજ રાયચંદ ચાકરને સાથે લઇ ઝાડે ફરવા સારૂ જતો હતો તેની નજર શિવના દેરાને ઓટલે ગઇ ને

જાૂએછે તો પોતાના શેઠના દીકરા જેવો લાગવાથી ત્યાં ગયો ને પૂછ્યું કે તમે કેવાછો, ક્યાં રહોછો, ને ક્યાં જાવુંછે. તેથી ફુલચંદે જવાબ દીધો કે હું વાણિઓ છું ને અમરપુરના એક ધનાઢ્ય શેઠનો હું દીકરો છું. આંહીં હરીદાસ, રાયચંદ વિગેરે ચાર ભાઈઓ મોટલીઆ મારા બાપ પાસેથી રૂપિઆ લઈ આવેલછે તેની પાસે ઉઘરાણીએ આવ્યો છું તેનું મને ઘર બતાવો એટલે ત્યાં હું જાઉં. આંધળાને રસ્તો બતાવવો, વળી ભૂખ્યાને ભોજન આપવું એ ઘણું ઉત્તમ કામ છે એવા બોલ સાંભળવાથી રાયચંદે જવાબ દીધો કે આંહીં ને આંહીં બેસી રહેજે, જો ગામમાં આવ્યો છો તો તારી વાત તેં જાણી, આવ્યોતો માર્યો ગયો સમજજે. તે ઉપરથી તે બાળક બુદ્ધિના ફુલચંદે પરદેશતો કોઇ દિવસ વેઠેલ નહીં તેથી બીહીને ત્યાં ગુપચુપ બેસી રહ્યો. રાયચંદ ઝાડેફરી ઘેર ગયો ને પોતાના ભાઇઓને કહ્યું કે આપણા શેઠનો દીકરો ભુંડે હાલે આવ્યો છે આપણે તો આંહીં શેઠની આબરૂ બૌ વધારી છે તેમાં તે ભૂંડે હાલે ગામમાં આવશે તો ગામ કહેશે કે વાહ વાહ ! તમારા શેઠતો રૂડા છે. એમ લોકોને બોલવાનું થશે. એ વાત ઉપરથી ચારે ભાઇઓએ વિચાર કરી એક ચાકરને બોલાવી કહ્યું કે શિવને દહેરે જે વાણિયો બેઠો છે તેને આપણા ગામ બહારના બાગમાં તેડી જઇને હજામત કરાવી નવરાવી નવાં લૂગડાં પહેરાવી તૈયાર કરી રાખ. આપણા મનુએ ચાકરીને " श्वावृत्ति " કહીછે પણ પરતંત્રતાથી માણસ સુધરેછે.



## ચાકર વિષે

### છપય છંદ.

નહીં ચાકરને સુખ, કાય વેચેલી પર ઘર;
દયામણું રહે મુખ, વિસામો ન મળે તલભાર;
સરે ન રાખે લાજ, કાજ ધાર્યું નવ થાયે;
કરે હુંકારો કોય, તોપણુ નવ બોલાયે;
વળી માલધણિ મુખથી કહે, ચાકર એછે આપડો;
રાત અંધારી હોય પણ, દોડયો જાયે બાપડો.

હુકમ શિર સાવધ કરી ચાકર એક વાળંદ તથા ફુલચંદને તેડી બગિચામાં ગયો. ત્યાં હજામત કરાવી, નવરાવી, નવાં લૂગડાં પહેરાવીને તૈયાર કરી બેસાડયો. હવે રાયચંદે દરબારમાં જઇ પ્રધાનને કહ્યું કે અમારા શેઠનો દીકરો આવેલ છે તે અમારા બાગમાં ઊતરેલ છે તેને ઘેર તેડી લાવવા છે માટે કૃપા કરીને સ્વારીનો હુકમ કરો તો સારૂ. તે ઊપરથી પ્રધાનને ઘોડા, ગાડીઓ, રથ, ઊંટ, હાથી, પ્યાદા વિગેરે માણુસો તૈયાર કરાવી તેને સ્વાધીન કરી. તે લઇ બે ભાઈ સામા ગયા ને ધામ ધૂમથી તેડી લાવ્યો. આઠ દિવસ સુધી તરેહ તરેહવાર મનરંજન મિજમાની આપી. ભાઈની ચાલ જોઇ તેમાં કેટલીએક ઘટિત ચાલ સુધારવા સારૂ ખુબ ભલામણુ કરી છેવટે તેને બે લાખ રૂપિઆ આપ્યા તેમાંથી ૧૦૦૦) રૂ. રોકડાને બાકીનાના હવાલા લખી આપ્યા. વળી વિદાય કરતી વખતે ભેળું માણુસ આપવા માંડયું પણુ ફુલચંદે ના પાડી નેં પોતે એકલો વિદાય થયો ત્યાંથી એક બે ગાઉ ગયો તો એક વટેમાર્ગુ જમાદાર ભેળો થયો. તે જમાદારની બોલી ઉપરથી શેઠનેતો બીક લાગી કે

રખેને જમાદાર લૂટી લેય. એવી બીકથી ફુલચંદે તે જમાદારને ગજવામાંથી સૂડી સોપારી કાઢી ભૂકો કરી લીઓ જમાદાર સાહેબ સોપારી ખાઓ બહુ મજાની છે.

**જમાદાર**–અમે સોપારી નથી ખાતા શેઠ તે ઉપરથી વધારે બીને ને માર્ગ પણ ઘણો વિકટ આવ્યો તેથી શેઠે કહ્યું જે જમાદાર સાહેબ "વાત કરતાં વાટ ખુટે" માટે એક સુંદર વારતા કરો તો રસ્તો સહેલથી કપાઈ જાય.

**જમાદાર**–વાત કરતાં વસુલ દેવું પડે મારી એકકી વાતના રૂપિયા ૨૫ (પચીસ) પડેછે જો તારી ખુશી હોય તો આપ રૂપિયા ને સાંભળ વાત.

શેઠ વિચાર કર્યો કે જમાદારને રૂપિયા આપી રાજી કરીએ તો લુટશે નહીં. એવા વિચારથી–શેઠે કહ્યું—લ્યો જમાદાર સાહેબ રૂપિયા ૨૫ ને એક એવી સરસ વારતા કરો કે જે સાંભળી મન રાજી રાજી થઈ જાય.

જમાદારે રૂપિયા ૨૫ લઈ ગજવામાં નાંખ્યા ને પછી બોલ્યા કે સાંભળ વાણિયા "બાઇડી પાસે કોઈ દિવસ સાચું બોલવું નહીં" એટલું બોલી જમાદાર બંધ થયા.

**શેઠ**—જમાદાર સાહેબ પછેં શું કરવું.

**જમાદાર**–બસ પછેં શું? એતો વાત થઈ રહી વળી બીજી સાંભળવી હોય તો બીજા રૂપિયા આપ એટલે સંભળાવું.

શેઠે વિચાર કર્યો કે આ ગામ દેખાણું ને જમાદાર પણ જૂદા પડશે તેથી બોલ્યા વગર ચાલવા માંડયું, ગામ આવ્યું પણ જમાદારે નોખા નહી પડતાં ભેળા રસ્તે ચાલવા માંડયું, એમ ચાલતાં ચાલતાં સાંજ પડી ને એક ગામ આંવ્યું ત્યાં ધર્મશાળામાં બન્ને

સૂઇ રહ્યા. પ્રભાતે ઉઠી પ્રવાસે પડયા માર્ગ સારો આવ્યો એટલે શેઠને બીક પણ મટી.

વળી માર્ગ ખરાબ આવ્યો એટલે શેઠે વિચાર કર્યો કે હાથે દેવું એ સારૂં પણ લૂટી લીએ તેતો ભૂંડું માટે લાવને બીજા રૂપિયા પણ આપું એમ વિચારીને–શેઠે કહ્યું જમાદાર સાહેબ લ્યો બીજા રૂપિયા ૨૫ ને વારતા કરો પણ મોટી ને સારી કરજો કે ગમત પડે.

**જમાદાર**—લાવ, રૂપિયા (લઇને) બહુ સરસ વાત સંભળાવીશ. જો "પરદેશમાં દુ:ખ પડે ત્યારે ગાંજાઇ પાસે જઇ સલાહ લેવી તો રસ્તો મળે ને દુ:ખ મટે." જમાદાર એટલું બોલી બંધ રહ્યા.

**શેઠ**—જમાદાર સાહેબ પછે શું કરવું ?

**જમાદાર**—સાળા પછી પછી શું કરશ. એ વાત પુરી થઇ. વળી ગામડું આવ્યું ત્યાં નદી કાંઠે વડલા હેઠે બંન્નેજણા બેઠા. દાતણ કરી, નાસ્તો કર્યો ને જરા વિસામો લઈ ચાલવા માંડયા. ખરે મધ્યાને બન્ને જણ એકલા ચાલ્યા જાય છે શેઠે વિચાર્યું કે વળી રૂપિયા ઝોંસો નહીતર લૂટી લેશે. એમ ધારી–લ્યો જમાદાર સાહેબ ત્રીજી વાર ૨૫ રૂપિયા કરો વારતા પણ કંઇ અસરકારક કરજો.

**જમાદાર.**—લાવ રૂપિયા.

રૂપિઆ લઇ જમાદારે ગજવામાં નાખી વાત શરૂ કરી કે સાંભળ વણિક.

**જમાદાર.**—"જુગટું રમવુંનહીં" એટલુંજ નહીં પણ તેવી જગ્યાએ ઉભા પણ રહેવું નહીં. એટલું બોલી જમાદારે પોતાની જીબાન બંધ કરી.

**શેઠ.**—જમાદાર સાહેબ પછે શું ?

**જમાદાર**—મેં તને પ્રથમથીજ કહેલ છે કે મારી અકેકી

વાતના ૨૫ રૂપિઆ પડશે તારી ખુશી હોયતો સાંભળ. મારી વાત રસિક છે, એમ તને સાંભળવાથી લાગ્યું, તેથી મને રૂપિયા આપ્યાછે. કંઇ મફત લીધા નથી.

**શેઠ.**—(બીહીને)-ફિકર નહિ, ફિકર નહિ, જમાદાર, લીઓ બીજા ને કરો વારતા બીજુ શું એમ કહીને રૂપિઆ ૨૫ આપેછે.

**જમાદાર.**—લાવ રૂપિયા (લઈને) સાંભળ વાણિયા "વગર માગી વસ્તુ કોઇને દેવી નહીં" સમજ્યો? એટલું બોલી જમાદાર બંધ થયા.

**શેઠ.**—વાહ! જમાદાર વાતતો બહુ મોટી કરી હો. જમાદાર નાની નહી, પણ મોટી સમજવી. વખત ઉપર ઘણો ફાયદો મળે તેવીછે. ખચિત યાદ રાખવું. કાગળમાં લખીલે. પછી શેઠે એક ચીઠીમાં ચાર કહેવત લખી પાઘડીમાં રાખી અને વાતો કરતા ચાલ્યા જાયછે. એટલામાં અમરપુર આવ્યું તેથી શેઠને.

**જમાદાર**—શેઠ હવે સલામ છે. અમારૂં ગામ આવ્યું, હવે અમે ગામમાં જઈશું, સલામ.

**શેઠ**—જમાદાર મારે પણ તે ગામમાં આવવું છે ને હું પણ અહીઆં રહું છું.

જમાદાર મનમાં વિચાર કરે છે કે વાણિયો રખેને ફરિયાદ કરીને રૂપિઆ પાછા લઇ લે?

**જમાદાર**—શેઠ સાહેબ મેં તમને વાત સંભળાવી રૂપિયા લીધા છે. કંઇ ડરાવીને નથી લીધા ને વળી કામ પડે તો મારૂં ઘર શાંઇની પોળમાં છે. મારૂં નામ કુતબખાં છે. ત્યાં બેલાશક આવવું હવે મારી પોળ આવી માટે જાઉં છું સલામ છે.

**શેઠ**—જરાય ફિકર નહિ તમનેતો મેં રૂપિયા રાજી થઇને

આપ્યા છે. બીવું નહીં જમાદાર સાહેબ. એમ કહી બંને નોખા પ-ડેછે ને સૌ સૌને ઘેર જાયછે. ફુલચંદ પોતાને ઘેર ગયો ને બાઈડીને બધી વાત કહી સંભળાવી વળતી પોતાના ઘર તથા દુકાન છોડાવી વેપાર શરૂ કર્યો, ને ખરાબ ટેવ છોડી સારી રીતે ગુજરાન ચલાવવા લાગ્યો. એવામાં જાવાબંદરથી તેના આડતીયાનો કાગળ આવ્યો કે આંહી કરમચની તાણછે તેથી સોનાની સોના ભાર વેચાય છે. તો સાત વહાણ ભરીને એકદમ આવજો. તેથી શેઠે સાત વહાણ તૈયાર કરવા ખલાસીને હુકમ કર્યો ને વહાણ ભરી તૈયાર થઈ સારો દિવસ પૂછી બાઇડીની રજા લઈને જાવા બંદર તરફ વહાણ સહિત વિદાય થયા. લગભગ બે મહીને જાવા બંદર જઈ વહાણ લંગર કર્યાં ને તોપોના બાહાર કરી રાતની રાત વહાણમાં સૂઈ રહ્યા. આંહીં જાવા બંદરના કાંઠાનો ઈજારો ત્યાંની ગુણિકાએ લીધો હતો. પરદેશી વેપા-રી પાસેથી જે ધૂતી લેય તે ગુણિકાનું તેમાં દરબાર જરા પણ હ-રકત કરે નહીં એવી સરતના ઈજારાથી ગુણિકા પરદેશી વેપારીને ધૂતી લેવાનો ધંધો કરતી હતી. તેણે બે ગુમાસ્તા રાખ્યા હતા. તે સવારે વહેલા ઉઠી હાથમાં રૂપાના લોટા લઇને ઝાડેફરવા સારૂ કાંઠે આવે, તે કોઇ પરદેશી વહાણ આવ્યું હોય તો ગજ્યું પણ કરતા આવે. આ વખતે અમરપુરનો શેઠ વહાણ ઉપર બેઠો બેઠો દાતણ કરેછે તેને જોઈ પેલા બે ગુમાસ્તા વહાણ ઉપર આવ્યા ને ખબર પૂછયા કે ક્યાં રહો છો, ક્યાં જાઓ છો, ને કેવા છો.

**શેઠ**—અમે વાણિયા છઇએ, અમરપુર અમારૂં વતન ને આંહીં આવ્યા છઈએ. અમારા આડતીઆ પારેખ હરીદાસ મુળચંદનો કાગળ હતો કે આંહીં કરમચનો ખપ છે માટે તરત ભરીને આવજો તેથી સાત વહાણ ભરીને આવ્યા છઇએ.

**ગુમાસ્તા**—વારૂ ઠીક છે, ચાલો અમારી બાઇની એવી રીત છે કે જેકોઈ નવો પરદેશી વેપારી આવે તેને પોતે મળવા બોલાવે છે. ને માલ પણ બનતાં સુધી રાખેછે. માટે ચાલો પધારો. કરમચનાં વાહાણ થોડી મુદ્દત્ત થયાં અત્રે આવેલ હતાં હવે સસ્તી વેચાવાથી આંહીં કરમચનો બહુ ખપ નથી તોપણ ખપી જવા સંભવ છે. ચાલો

**શેઠ**—ઠીક ચાલો ખુશીથી આવવા તૈયાર છું એમ કહી લૂગડાં બદલાવી તરત ગુણિકાને ત્યાં ગયા.

**ગુમાસ્તા.**—શેઠાણી જુઓ આજે આપણા બંદર ઉપર આ નવા શેઠ કરમચનાં સાત વહાણ ભરી આવેલા છે. તેને પહેલાં આપની મુલાખાત કરવા લાવ્યા છીએ માટે દિવાનખાનામાં ચાલો. દિવાનખાનામાં એવી ગોઠવણ કરેલ હતી કે રસોઇના બે ચૂલા ચાલતા કરી એક નોકર તે ચુલામાં બળતણના બદલ થોડી થોડી કરમચ બાળે છે.

**ગુણિકા.**—આવો શેઠ પધારો. શું કરમચ લાવ્યાછો ? કેટલા વાહાણ છે ? મારા ધારવા પ્રમાણે તમારી કરમચ ખપવાની નથી કેમકે અત્રે કરમચની મોટી મોટી વખારો ભરી છે. ને અમે તો બળતણને ઠેકાણે બાળીયે છીએ જુઓ તમારી નજરે.

**શેઠ.**—( મનમાં વિચાર કરે છે કે આપણને ચાંદી ભારોભાર તો પડી ચૂકી છે. ને અત્રે ખપ નથી તો ઠીક બને તે ખરૂં )—સાહેબ સાત વહાણ છે. તે આપને રાખવાં હોય તો બોલો શું ભાવે રાખશો ?

**ગુણિકા.**—સોનું, મોતી, ઝવેર, એ ત્રણ ચીજ શિવાય બીજી ગમે તે ચીજ ભારો ભાર તોળી આપો તો રાખીએ નહીં તો

અમારે કાંઈ જરૂર નથી.

**શેઠ.**—ચાંદી ભાર તો અમને પડી છે. તેમાં મૂળગા પણ થાય નહીં તો દેવી કેમ પરવડે ? સોનાભાર રાખતાં હો તો દઈએ.

**ગુણિકા.**—ના કાંઈ જરૂર નથી.

**ગુમાસ્તા.**—શેઠ પછી વિચારશો હોં ? માટે ભુલોમાં ગામમાં તો જરાય ખપ નથી.

**શેઠ.**—ઠીક ત્યારે સારૂં સહી છે, પછી શેઠે દસ્તાવેજ કરી દીધો, તેથી કરાવી લીધો કે સોનું, મોતી તથા ઝવેર એ ત્રણ ચીજ શિવાય જે અમારી મરજીમાં આવશે તે ભારોભાર તોળીઆપશું. એ પ્રમાણે કરાર કર્યો.

**ગુણિકા.**—( વાંચીને ) ઠીક છે, અમારે કરમચ લેવી કબુલ છે. મરજી પડે ત્યારે તોળી આપો.

**શેઠ.**—ઠીક આપની મરજી પડે ત્યારે હુકમ ફરમાવશો કે તરત કરમચ વહાણુમાંથી ઉતારી આપીશું એમ કહી શેઠ રજા માગીને ચૌટા તરફનો રસ્તો લીધો. મનમાં વિચાર કરવા લાગ્યો કે વટાવ તો કંઈ આવ્યોજ નહીં માટે ચાલો આડતીઆની દુકાન પૂછીને જઇએ. એવામાં નવા પરદેશી વેપારી છે એમ જાણી વેપારીઓ પૂછવા લાગ્યા કે શેઠ કયાં રહેવું ને શું માલ છે ને કેટલો છે?

**શેઠ.**—અમપુર રહેવું ને કરમચનાં સાત વાહાણ છે.

**૧ લો ( પહેલો ) વેપારી.**—તમારે સોના ભારોભાર દેવીહોય તો અમને તોળી દેજો, ને જો વધારે આવે તો બીજાને દેજો પણ પહેલ અમારી છે.

**શેઠ.**—( નિસાસો નાખી ને ) અરે ભાઈ, એ વહાણુ તો સોનું, મોતી, ઝવેર એ ત્રણ ચીજ વગર જે ઠીક પડે તે ભારોભાર

તોળી દેવા ઈજારદાર બાઇ ગુણિકાએ મારી પાસેથી લખાવી લીધું છે. ને બજારમાં તો આ ભાવ છે. અરરર ? ? ? હવે મારે શું કરવું. ?

**૧ લો તથા બીજો વેપારી**—શેઠજી તે ગુણિકા કાંઠાની ઇજારદાર છે. તેણે તમારા જેવા હજારોને લૂટયા છે પણ કોઈ માથાનો મળ્યો નથી. એમ આખા ગામમાં કળકળાટ થઇ રહ્યો. શેઠે આડતીઆની દુકાને જઈ બધા ખબર કહ્યા.

**આડતીઓ.**—અમે વહાણુ ઉપર માણુસે મોકલ્યું તો કહે કે શેઠ ગામમાં ગયા છે. અમને કેમ ખબર પડે; તમે ત્યાં જઇ ભેખડાશો એ રાંડ બધા પરદેશીને છેતરે છે ને દરબાર તેની કાંઈ દાદ ફરિઆદ સાંભળતા નથી માટે હવે તો જે થયું તે થયું આપણા નસિબની વાત. શેઠે ત્યાંથી વહાણુ ઉપર જવાની રજા લીધી ને મુળગા થિયા, એવી રીતે વિચાર કરતાં વહાણુ ઉપર આવી ગુમસુમ વગર બોલ્યા બેઠા. તેના નોકરો ખાવાનું કહેછે પણ ખાતા નથી તેવામાં ગુણિકાના ગુમાસ્તા આવીને કહેછે કે શેઠ કરમચ ઉતારીઆપો બોલો શું ભારોભાર તોળી દેવીછે ? એટલે તે વસ્તુ તૈયાર કરીએ. શેઠે કહ્યું કે કાલે જવાબ આપીશ. કેમકે આજે મારી તબીયત દુરસ્ત નથી એટલે ગુણિકાના ગુમાસ્તા દુકાને ગયા ને પાછળથી શેઠ લૂગડાં ઊતારી પાઘડી ફરી બાંધવા બેઠા ને પાઘડી ઉખેડેછે તેવામાં પેલા જમાદારની કહેલ ચાર કહેવતનો કાગળ નીકળ્યો તે વાંચતાંજ શેઠ તો રાજી થયા ને ખાધાનું લાવવાનો હુકમ કર્યો ખાણું ખાઇ, લૂગડાં પહેરીને ગાંજાઇની ટોળીનો શોધ કરવા ચાલ્યા. ગામના માણુસ તો કહેવા લાગ્યા કે ભાઇતો ગાંજાઇ છે તેથી છેતરાય તેમાં શી નવાઇ ? એમ આખા શહેરમાં ચેષ્ટા થઇ રહીછે

પણ તે ઉપર શેઠ ધ્યાન નહીં દેતાં ગાંજાઇની ટોળીને જઇ મળ્યો ને એક કોરે છેટે જઈ શેઠ બેઠો છે ત્યાં એક ચેલો ગામમાંથી રોટલા માગીને આવ્યો તેના ગુરૂએ પુછ્યું કે ગામમાં શું નવા ખબર છે? તેથી ચેલો બોલ્યો મહારાજ કોઇ પરદેશી વેપારી કરમચનાં સાત વહાણુ ભરીને આવ્યો છે તેનાં પેલી ગુણિકાએ કાંઈ પ્રપંચ કરી સર્વે વહાણુ ધૂતાવી લીધાંછે ને સોનુ, મોતી અને ઝવેર એ ત્રણ વસ્તુ વગર મરજીમાં આવે તે ભારોભાર તોળીઆપે એવો દસ્તાવેજ નવા વેપારી પાસેથી કરી લીધોછે ગામમાં સોના ભારોભાર કરમચ મળેછે. પણ શેઠે દસ્તાવેજ કરીઆપ્યું તેથી શેઠને બહુ નુકશાન થયું એવા ખબર છે.

**મંડળીનો મહંત**—એમાં શું ? કદી શેઠ મારી પાસે આવે તો હું એવો સરળ રસ્તો બતાવું કે રાંડ ગુણિકા જીવે ત્યાં સુધી વિસરે નહીં ને એ ધંધો કરતાં પણ ભૂલી જાય.

**શેઠ.** ( પગે લાગીને )—ગુરૂ મહારાજ મારાં વહાણુ એ રંડાએ પડાવી લીધાં છે માટે મને રસ્તો બતાવો તો સારૂં અને તે વેપારી હુંજ છું.

**મહંત**—એમાં શું મુંઝાય છે એને જઈને નિર્ભયપણે કહે કે મારી કરમચ બદલ વાળ ( મોવાળા ) નાં સાત વહાણુ ભરી દે. તેથી શેઠ તો રાજી થતો થતો વહાણુ ઊપર આવ્યો ને સુઇ રહ્યો ને સવારે ઊઠીને બેઠો છે ત્યાં ગુણિકાના ગુમાસ્તા આવ્યા એટલે શેઠે કહ્યું કે તમારી બાઈને કહો કે અમારે દવા સારૂ વાળ જોઇએ છીએ તેથી આંહી આવ્યોછું માટે તમારી કરમચ ઊતારીલીઓ ને મારાં વહાણુ તાકીદે વાળનાં ભરી આપો કેમકે મારે તરત ચાલવાનું છે. તે સાંભળી ગુમાસ્તા વિચારમાં પડયા કે આતે શું બોલે

છે ? આખા શેહેરના વાળ ભેગા કરશું તો પણ એક વહાણ જેટલાનહીં મળે. હવે શું કરવું ? ચાલો બાઈને કહીએ એમ વિચાર કરી ગુણિકાના ગુમાસ્તા શેઠની રજા લઇને ઘેર ગયા.

**ગુમાસ્તા**—બાઇ સાહેબ આપણે જે શેઠના કરગચથી ભરેલાં સાત વહાણ રાખ્યાં તે શેઠ કહે છે કે મારે કરમચ બદલ વાળનાં વહાણ ભરી દેશ જવું છે. કેમકે તે અમારે ત્યાં દવાના કામમાં આવે છે. જોઈયું બાઇ ? આ શેઠ આપણા માથાનો મળ્યો ખરો હવે શું કરવું તે કાંઈ સૂજતું નથી. આ વિચારથી ગુણિકાએ શેઠને શું જવાબ આપવો તે વિચારમાં બે દિવસ ચાલ્યા ગયા પણ કાંઇ રસ્તો જડે નહીં. ને ફુલચંદ શેઠનાં માણસ જાય તો તેને જવાબ આપે કે કાલ તમારી પાસે આવશું પણ કાલનો તો પાર આવે એવું નહોતું. આખા ગામમાં ખબર પડી કે શેઠે ગુણિકાને છેતરી ને તે તેના માથાનો મળ્યો તેથી તમામ લોકો રાજી થયા. વળી આ ખબર રાજાને પડવાથી રાજાએ શેઠને તેડાવીને પહેલેથી છેલે સુધીની તમામ હકીકત પૂછી ને વાકેફગાર થયો અને તરત ગુણિકાને બોલાવી પૂછ્યું કે આ શેઠની કરમચ કેમ ઉતારની નથી ?

**ગુણિકા.**—સાહેબ મેં ઘણા દેશી, પરદેશી લોકોને છેતર્યા પણ આવો મારા માથાનો મને કોઇ મળ્યો નહીં ને હવે હું મુઝાણી છું. રસ્તો નથી જડતો તેમ વહાણ રાખ્યાં ખરાં. દસ્તાવેજ કરીલીધું તથા કરી દીધું છે એટલે ના પણ કહેવાય તેમ નથી.

**રાજા**—શેઠને ચાલવું છે માટે હવે તાકીદથી સમાધાન કરીદે કેમ શેઠ એમજ કે—

**શેઠ**—હા મહારાજા ધિરાજ મારે તો મેં જે માગણી કરી છે તે જોઇએ એમાં કાંઇ બીજું થાય તેમ નથી. રાજાએ ગુણિકાને

હુકમ કર્યો કે આ શેઠે જે વસ્તુ માગેલી છે તે આપ નહીંતો સાતને બદલે ચૌદ વહાણુ સોના, મોતી, ઝવેર એ ત્રણ વસ્તુનાં ભરી આપ. તેથી ગુણિકાએ લાચાર થઇ તે હુકમ કબુલ કરીને ગુમાસ્તાને બોલાવી રાજાની રૂબરૂ કરમચ ઉતારી, લેઇને તેને બદલે ચૌદ વહાણુ સોનું,મોતી અને ઝવેર એ ત્રણુ વસ્તુનાં ભરી આપવાં કબુલ કરી ઘેર ગઈ.

ગુણિકાના ગયા પછી શેઠને રાજાએ કહ્યું કે તમે આંહીં રોકાવ ત્યાં સુધી રોજ અકેક આંટો આવતા જજો શેઠે તે વાત કબૂલ કરી, રજા લઇ વહાણુ ઉપર આવ્યા ત્યાં સુખે નિંદ્રા કરી. હવે શેઠ તો દરરોજ રાજાની હજુરમાં જાય ત્યાં દરરોજ રાજા કસુંબો પીને તે ઉપર ઠુંગો કરવા સારૂ તરત ચીભડીનાં બે બીજ એક કુંડું તૈયાર કરી રાખ્યું હોય તેમાં વાવે તેથી એક કલાની અંદર પાકેલ ચીભડાં તૈયાર થાય તે તોડી નાસ્તો કરે એવો તગાસો શેઠ દરરોજ નજરે જોયા કરે તેથી એક દિવસ પેલાં ચીભડાંનાં બીજ લઇને પાઘડીને છેડે બાંધી લીધાં તેથી રાજા બોલ્યો કે તમે એટલાં બીજ શામાટે લીધાં? તમો વિદાય થાઓ ત્યારે રજા લેવા આવો તે વખત તે માગજો એટલે એક કોથળી ભરીને બીજ આપીશું. એવી રીતે શેઠ રોજ રાજા પાસે જાય આવેછે. છેવટે ચૌદ વહાણુ માલ ભરાઈ તૈયાર થયાં એટલે રાજાની રજા લેવાને શેઠ ગયા ને રાજાએ રજા આપતી વખતે તરત ચીભડીનાં બીજની એક કોથળી ભરી આપી. શેઠ રાજાની રજા લઇને આડતીઆ વેપારી વીગેરેને મળી જુહાર કરી વહાણુ લઇ અમરપુર તરફ વિદાય થયા. પવન સારો હોવાથી લગભગ દોઢ માસે સાંજના ચાર બજે અમરપુર પહોંચ્યા. વહાણો લંગર કરી તોપના બહારથી અમરપુરના વેપારીઓને વધાઈ આપી. અમરપુરમાં પાછ-

ળથી પુષ્પચંદની ઓરતે ત્યાંના રાજાના એક હજુરી પઠાણુ લાલ-ખાં કરીને હશે તેની સાથે દોસ્તી કરેલ અને તે દરરોજ ત્યાં જાય આવે એવી રીત ચાલતી હતી.

શેઠ વહાણુ ઉપરથી ઉતરી ઘેર આવ્યા અને એક બીજાને અરસ પરસ મળીને બહુ રાજી થયા, વળી એક બીજાની તનદુરસ્તી પૂછી આનંદમાં લીન થયાં. તુરતમાંજ શેઠાણીએ મનરંજન પકવાન કરી શેઠને સાથે બેસાડી જમાડયા. અંતે શેઠ પોતાના શયન ગૃહમાં ગયા ને જાણવાજોગ હકીકતથી શેઠાણીને માહિતગાર કરી વળી કહ્યું કે એક ઠગારી ગુણિકાને છેતરી સાતને બદલે ચૌદ વહાણુ માલનાં ભરી લાવ્યો છું. રાજાની મેહેરબાની મેળવી તેની પાસેથી તરત ચીભડીનાં બીજ પણ લાવ્યો છું એવાં બીજ આપણા દેશમાં મળ-તાં નથી કે એક કલાકમાં બીજ વાવીને ફળ તૈયાર કરીને ખાવામાં ઉપયોગ લાગે એ ફળની મીઠાશ અમૃત ફળને પણ ભુલાવી નાંખે તેવી છે. આ બીજ આવતી કાલ આપણા પ્રતાપી રાજાને ભેટ દઇ ખૂબ બક્ષીસ મેળવીશ એટલુજ નહીં પણ ચૌદ વહાણુનું દાણુ પણ માફ કરાવીશ. એમ વાત કરતાં કરતાં શેઠ તો થાકને લીધે તુરત નિંદ્રા દેવીને તાબે થયા.

મધ્ય રાત્રીને વખતે પેલો પઠાણુ આવ્યો તેને શેઠાણીએ નીચે-નાં દિવાનખાનામાં અચ્છી તરેહથી જમાડી, રમાડી નિરાંતે બેઠાંછે એવામાં પઠાણે કહ્યું કે તારો પતિ પરદેશથી શુ શું નવી ચીજ લા-વ્યોછે તેની શેઠાણી કહેછે કે બીજીતો વાત નથી કરી પણ કહેકે હું તરત ચીભડીનાં બીજ લાવ્યોછું તે બીજ એવાંછે કે એક કલાકમાં પાકેલ ચીભડું તૈયાર થાયછે. એ બીજ સવારે રાજાને આપીશ તેથી ખુશી થઈને મારાં ચૌદ વહાણુનું દાણુ માફ કરશે. પઠાણે કહ્યું કે

ઠીક તું તે બીજ તાવડીએ શેકી નાંખ ને સવારે તે રાજાને આપવા આવશે ત્યારે હું એ વાત ખોટી છે એક કલાકમાં તે ચીભડાં તૈયાર થાય? તે ઉપરથી શરત કરીને કહીશ કે જો બીજ ઉગે તો મારૂં માથુ કૂલ નહીંતર તારા ઘરમાં પહેલો જેના ઉપર હાથ મુકું તે મારૂં. તેમાં પ્રથમ તારા ઉપર હાથ મેલીશ ને તને મારે ઘેર તેડી જઇશ ને ખુબ એશ આરામ કરીશ. એવી રીતે ઠરાવ કરીને પઠાણ ગયો. શેઠાણી પેલાં બીજ શેકી પાછાં જેમ હતાં તેમનાં તેમ મેલીને સૂઈ ગઈ. હવે સવાર થતાં શેઠ ઉઠ્યા ને દંત ધાવન કરી સુંદર કપડાંથી શણગારી પેલાં બીજ લઈને રાજા પાસે ગયો ને સલામ કરી બેઠો તેથી રાજાએ કહ્યું શેઠ પ્રદેશનો પ્રયાસ કરી કુશળતાથી અત્રે પહોંચ્યા તેથી હું આનંદ પામું છું દેશાટણથી સૃષ્ટી સૌંદર્યતા, ગામેગામ, રાનેરાનનો, નવીન લોકોએ અનુભવ મેળવવો એ સર્વોત્તમ કામ છે. બોલો અમારા માટે શુંશું લાવ્યા તે કહો પછે બીજી વાત.

**શેઠ.**—ગરીબ પ્રતિપાળ મારી યથા શક્તિથી મેળવેલ આપના વાસ્તે તરત ચીભડીનાં બીજ લાવ્યો છું તે વાવ્યા પછી બે કલાકની અંદર અમ્રત જેવાં સ્વાંદીષ્ટ ચીભડાં તૈયાર થાયછે. સાહેબ લીઓ (એમ કહીને થોડાંક બીજ આપેછે) વાવો સાહેબ એક કુંડામાં માટી ભરી મગાવો.

**રાજા**—લાવો લાવો શેઠજી તમે બહુ સરસ વસ્તુ લાવ્યા. શેઠે બીજ આપ્યાં તે જોઈ રાજા આનંદમય થયોને કુંડું મંગાવ્યું.

**પઠાણ.**—સાહેબ જોઇએ તે બીજ (જોઇને) ગરીબ નિવાજ આ વાત ખોટીછે કેમકે એક બે કલાકમાં ચીભડાં તૈયાર થાય એવું આજ દિવસ સુધી મેં સાંભળ્યું નથી ત્યારે તે બનેજ ક્યાંથી તદન જૂઠી વાત છે.

શેઠ—અરે શી વાત છે? મારી નજરે જોયેલ, ને હાથે તૈયાર કરી ખાધેલ તે વાત તે ખોટી હોય!

પઠાણ.—ત્યારે આપણે હોડ કરીએ કે જો બે નહીં પણ ત્રણ કલાકમાં ચીભડાં તૈયાર થાય તો મારૂં માથું ડૂલ નહીંતર તમારા ઘરમાં જે વસ્તૂ ઉપર પહેલો હાથ હું જઇ મુકું તે વસ્તૂ મારી કબુલ છે?

શેઠ—એ હોડ મારે કબુલ છે. વાવો બીજ. રાજાએ કુંડામાં ફક્ત બેજ બીજ વાવ્યાં પાણી પાયું ત્રણ ચાર કલાક થયા પણ કોંટો ફુટયો નહીં. વળી બીજાં વાવ્યાં પણ કાંઈ વળ્યું નહીં.

રાજા.—શેઠ તમારી વાત ખોટીછે માટે તમે હાર્યાછો હવે વહાણ ઉતારો એટલે લાલખાં હોડ કર્યા પ્રમાણે આવી જે ચીજ ઉપર પહેલો હાથ મૂકે તે તેની છે માટે ત્રણ દિવસમાં તૈયાર થઈ રહેવું.

શેઠ.—બહુ સારૂં. એમ કહી ઘેર ગયા. શેઠાણીને કેટલીક તજવીજ કરતાં માલમ પડયું કે શેઠ હોડમાં હાર્યા છે તેથી મનમાં બહુ રાજી થયાં કેમકે પઠાણ તેના ઉપર આવીને હાથ મેલશે. શેઠે માલ ઉતાર્યો ને નાની ઢગલીઓ કરી કે જેના ઉપર હાથ મૂકે એ એક ઢગલી જાય એવા વિચારથી થોડો થોડો સામાન ગોઠવી રાખ્યો. દરમિયાન આ સંકટ વખતે પેલો ચાર કહેવત કહેનારો જમાદાર યાદ આવ્યો ને વિચાર કર્યો કે બાઈડીની પાસે ગુપ્ત વાત કર્યાથી ખચીત આ પરિણામ આવ્યું છે, માટે તાકીદે તેનો કાંઇ રસ્તો શોધવો તે સારૂં નહીંતર કંઇક માઠું થવાનું. માટે ચાલ એ જમાદારની પાસે જાઉં. તે કંઇ રસ્તો બતાવશે એવા ઇરાદાથી શેઠ જમાદારના ઘર તરફ ચાલ્યા જાયછે તેવામાં રસ્તા ઉપરના એક હાટમાં ઘણી ગડબડાટ થઇ રહી હતી. તે તમાસો જોવા શેઠજી તે તરફ

વળ્યા ને જઇ જુએછે તો જુગટીયા જુગાર રમેછે. તેમાંથી એક
બાડો જુગટીયો કહેકે શેઠ ઉભો રહે, તારા બાપની પાસે મારા બાપે
મારી ડાબી આંખ રૂપિયા બસો માટે ઘરેણે મૂકીછે. તો લાવ મારી
આંખ ને લે તારા રૂપિઆ. ચાલ આપેછે કે મારૂં. એમ કહેવાથી
શેઠે કહ્યું કે, જે હશે તે વહેવાર શીર દેશું લેશું. હમણાં મને જા-
વાદે વળતાં આવુંછું એટલે તારૂ મન મનાવી નામુ ચોખ્ખું કરીશ.
બાડો જુગારી કહે નહિ નહિ તું ભાગી જાય તો પછી હું શું કરૂં
તેથી જામીનદે. ને પછી જા. તેથી શેઠે એક જુગારી જામીન દી-
ધો. ને પાછો રસ્તે ચડયો શેઠે વિચાર્યું કે જુગારમાં જવાની પણ
જમાદારે ના કહેલ છતાં ગયો તો આ થયું ઠીક છે બનવાયો ઈશ્વ-
રની ગતિ બળવત્રછે એમાં માણુસ જાતનું ગજું નથી કે ફેરફાર
કરી શકે ચાલ હમણાં જમાદારને શોધી કહાડું એમ કહી જમા-
દારે બતાવેલ ઠેકાણે ગયો તો કુતબખાં બેઠા બેઠા હુક્કો પીએછે. તેની
પાસે જઈ સલામ કરી તેથી જમાદારે માંચી નાંખી દીધી તે ઉપર
શેઠ બેસી બધી હકીકત કહી સંભળાવી. તેથી જમાદાર કહે—મેં
જે વાતની તને નાપાડી હતી તે વાત તેં કરી પણ પાછો મારી
પાસે આવ્યો તો સારૂં થશે. ચાલ હિંમત રાખ "હિંમતે મરદ તો
મદદે ખુદા" વળી વિદ્વાન લોકો કહેછે કે

**દોહરો**

હિંમત નરમાં હોયતો, આણે દુઃખનો અંત;
થાય પ્રસિદ્ધી પ્રથ્વીમાં, વળી થાય ધનવંત.

**શેઠ**—જમાદાર સાહેબ એક બીજી હોળી પણ માર્ગમાં ઉઠીછે
હું આવતો હતો ત્યાં એક હાટમાં કંઇ ગડબડ થતી હતી તેથી હું
તેને જોવા ગયો તો જુગારી જુગાર ખેલતા હતા, તેમાંથી એક

બાડો જુગારી બોલ્યો કે શેઠ તારા બાપ પાસે મારે બાપે મારી ડાબી આંખ રૂા. ૨૦૦ માટે ધરેણે મેલીછે તો લે તારા રૂપિયા ૨૦૦ ને લાવ મારી આંખ નહીંતર હું તને મારીશ એમ કહેવાથી મેં કહ્યું કે હાલ તું મને જવાદે વળતાં તારૂં મન મનવી દઈશ તો કહે કે જામિન દે તેથી જામિન દઇને આવ્યો છું માટે તેનું પણ કાંઈ કરજો.

**જમાદાર**—મેં જે વાતની તને ના પાડી હતી તે વાત તેં કરી પણ ફિકર નહિ જરા બેસ હું સત્વર આવું છું, એમ કહીને જમાદાર કસાઇવાડે ગયો ને ત્યાંથી જનાવરની ચાર પાંચ આંખો લઇ આવ્યો ને પોતાના અફીણું તોળવાના કાંટામાં આંખુ તોળી શેઠને લઇ જમાદાર તરત ચાલતા થયા. થોડેક ગયા ત્યાં પેલું હાટ આવ્યું તેથી શેઠે જમાદારને કહ્યું કે જુઓ સાહેબ આ હાટમાં છે ચાલો અંદર. એમ કહીને હાટમાં ગયા. તેવોજ બાડો ઉઠયો કે લાવ મારી આંખ ને લે તારા રૂપિઆ.

**જમાદાર**—શું છે? નજીક આવ નજીક. લાવ રૂપિઆ લે તારી આંખ. એમ કહી પેલા બાડાનો હાથ પકડીને બોલ્યો કે આ શેઠનો બાપ કોઈના પગ, કોઇના હાથ, કોઈનુ નાક, કોઇની આંખ વિગેરે અવયવો ધરેણે રાખતા હતા તેથી તેની પાસે બીજાની આંખો પણ છે તે બદલાઇ જાયતો અમે ધણીને જવાબ શું આપીએ. તેથી તારી જમણી આંખ કાઢીને તેની હારે તારી બીજી આંખ તોળી આપીએ માટે ઉભો રહે છરીથી તારી આંખ કાઢવાદે જરાય હાલીશ નહીં હો? એમ કહી છરીથી આંખ કાઢવા જેવો ડોળ કર્યો તેવીજ બાડાને બીક લાગી કે રખેને મારી બીજી આંખ પણ લઈ લે? સમુળો આંધળો કરવાનો ઉપાય કરેછે, માટે આંખની વાત પડતી મૂ-

ફી દઇ જમાદાર સાહેબ મારે તમારી આંખને રૂપિઆ કંઈ નથી જોઇતા પણ મારી બીજી આંખ કાઢો માં. તેવોજ જમાદાર ગુસ્સે થઇ કહેછે કે એમતે થાય કોઈની મિલ્કત રખાય કે ગમેતેમ તોપણ ધણીને પાછી સોંપવી જોઇએ. એવી રીતે કહેવાથી તે બાડો પગે લાગ્યો ને ગાંઠના રૂપિઆ ૨૦૦ આપ્યા તે લઇ જમાદાર શેઠ ભેગા તેને ઘેર ગયા. ત્યાં ગયાતો શેઠાણી બની ઠની બારણા વચ્ચે બેઠાંછે. ને વિચાર કરેછે કે હમણાં પઠાણ આવશે પણ તેના બદલામાંતો શેઠને જમાદાર આવ્યા તે જુએ છે તો શેઠાણી બની ઠની બેઠી છે. તેથી જમાદાર કહેકે રખેને આ રાંડ જાય પણ કંઈ ફિકર નહીં. જમાદાર શેઠને કહેકે શેઠ તમે ઘરમાં છેટે ચાલ્યા જાઓ હું જુગ્તી બનાવું તે જુઓ. તેથી શેઠતો ઓરડામાં ગયા ને પછી જમાદારે શેઠાણીને કહ્યું કે તમે બારણામાં બેઠાં છો તેથી તમારી આબરૂને ધક્કો લાગેછે જો તમે ઘરમાં બેસોતો સારી વાત કહેવાય.

**શેઠાણી**—જાને મુવા પીટિયા, તેનું તારે શું કામ, ઈજત જશે તો મારી કે તારી.

**જમાદાર**—બાઇ, તમારાં માવતર કોણ, સાસુ સસરો કોણ, તેની લાજ સામુ તો જરા જુઓ. હું તમને રસ્તો બતાવું એમ કરો. મારા ધારવા પ્રમાણે તમારી ઉપર પઠાણને હાથ મુકવો હશે એમ લાગેછે માટે તમે મેડી ઉપર બારીમાં ખુરશી નાંખીને બેસો ને જેવો પઠાણ આવે તેવો ઊપર આવવા ઇસારો કરજો એટલે તમારી લાજને એબ લાગે નહીં. એ વાત શેઠાણીને સારી લાગવાથી બની ઠનીને મેડીની બારીમાં બેઠી ને પઠાણની એકી નજરે રાહ જુએછે. પેલા જમાદારે શું કર્યુંકે આગલી સારી નિસરણી હતી તે ઉપાડી લીધી ને જુની વળાની નીસરણી માંડી રાખી. હવે શેઠને દરબારમાં પઠાણને તેડવા

સારૂ મોકલ્યો. શેઠે રાજાને જઈને કહ્યું કે સાહેબ હવે હું તૈયારછું માટે પઠાણને મોકલો. એટલે રાજાએ પઠાણને જવા હુકમ કર્યો. એમ હુકમ થયાથી પઠાણ શેઠની સાથે ગયો જ્યાં શેરીમાં જાયછે ત્યાં બાઈડી મેડી ઉપર બેઠી હતી તેણે ઈસારો કર્યોકે ઉપર આવજો. તેથી પઠાણ રાજી થતો થતો ઘરમાં આવ્યો. ઓસરીમાં મેડી ઉપર ચડવાની નીસરણી હતી તેના ઉપર ચડવા સારૂ હાથ અડકાડયો અને જેવો ચડવા ગયો તેવોજ જમાદારે પઠાણનો હાથ ઝાલ્યો ને કહ્યું કે તારો ને અમારો કરાર પૂરો થયોછે. તું જે ચીજને પહેલાં હાથ અડાડ તે તારી એવું છતાં તેં આટલી બધી દોલત મૂકીને એક જુની સડેલી નીસરણીને હાથ અડાડયો તેથી કંઈ શરમ ન થઈ? જા હવે લઇ જા તારી નીસરણી ફરી આવી શરત કોઈ દિવસ કરતો નહીં એમ કહી પઠાણને રાજાની હજુરમાં તેડી ગયો ને સર્વે હકીકત કહીજે તેને આ શેઠની ઓરત લઈ જવાની હતી તે લેવા આવ્યો પણ તેના બદલ આ જુની નીસરણી લઈને ભાઈ આવ્યા છે એ પ્રમાણે કહી પાછા પોતાને ઘેર ગયા. ત્યાં સરસામાન ઠેકાણે કરીને બેઠાછે તેવામાં પાઘડીને છેડે પેલાં બીજ હતાં તે યાદ આવતાં પેલા જમાદારને શેઠે કહ્યું કે મારી પાસે જુદાં ચાર પાંચ બીજ છે તેથી જમાદારે બંને બીજનો મુકાબલો કર્યો. તેથી માલમ પડયું કે તે બીજ શેકેલાં હતાં તેથી ઉગ્યાં નહતાં ને આ સારાં છે તે લઈ રાજા પાસે ગયા ને કહ્યું કે આપાગુની કચેરીમાં જે પઠાણે વાદ કર્યો હતો તેને આ શેઠની ઓરત સાથે દોસ્તી હોવાથી તે બીજ સંબંધી વાત શેઠે શેઠાણીને કહેલ અને તે પઠાણના જાણવામાં આવી કે તરતજ શેઠાણી પાસે તે બીજ શેકાવ્યાં હતાં.

શેઠ—આ વગરશેકેલ બીજ મારી પાઘડીને છેડે જુદાં હતાં

તે વાવો

**જમાદાર**—સાહેબ આ બીજ વાવો એટલે ખરાખોટાની ખબર પડે. તેથી રાજાને એ વાત સાચી લાગી. ને બીજી વાર કુંડું તૈયાર કરીને મંગાવ્યું તેમાં બે બીજ વાવ્યાં તો એક કલાકની અંદર વેલો તૈયાર થઈ ફળ લાગ્યાં ને બીજો કલાક હજી પુરો નથી થયો તેટલામાં ચીભડાં પાકીને તૈયાર થયાં. તે તોડી રાજાએ લઇ લીધાં પછી પ્રધાનજીને કહ્યું કે ચપ્પુ લાવો. પણ પ્રધાન ઘેર ભૂલી ગયો હતો તેથી કહે છે કે હું ચપ્પુ ઘેર ભૂલી ગયો છું પણ મંગાવી દઉં એમ કહી ચપ્પુ લેવા માણસ મોકલેછે( તેવામાં શેઠે પેલી ગુણિકાના સામાનમાંથી હિરાજડીત હાથાનું આપેલું હતું ) તે ચપ્પુ ગજવામાંથી કહાડીને રાજાને આપ્યું તેવતી રાજાએ ચીભડાં ચીરીને નાસ્તો કર્યો ને સર્વે કચેરીમાં વહેંચી રહ્યા પછી ચાકુ ઉમદુ છે એમ જાણી પચાવી પાડવા સારૂ, કેમ પ્રધાન આ ચપ્પુ આપણું છે એમ મને લાગે છે. પ્રધાન ( જોઈને ) હા સાહેબ છેતો આપણુંજ એમ વાતો કરે છે તેથી શેઠને વિચાર થયો કે આ ચપ્પુ પચાવવાનો વિચાર કરે છે. તેથી જમાદારને ઇસારાથી સમજાવ્યું

**જમાદાર**—હું શું કરૂં ? મેં તને કહ્યું હતું કે વગરમાગી ચીજ ન આપવી. એમ તું જાણે છે છતાં આપ્યું પણ હવેતો ગયું તોપણ સાંભળ એક યુક્તિ છે તે એકે ચાર દિવસ ઉપર મારાં વહાણમાં ખાતર પડયું હતું તેમાં મારા સોનાના હિરાજડિત ચાર દાગિના ઘણીજ કિંમતના કોઈ પાકીટ લઇ ગયું ને ઉતાવળે ચોર નાસવા ગયો તો આ ચપ્પુ પડયું રહ્યું છે. પણ કોનું છે તે ખબર નથી. એમ રાજાને કહે. તેથી શેઠ કચેરી વચ્ચે બોલ્યો કે મારાં વહાણમાં ચાર દિવસ ઉપર ખાતર પડયું હતું તેમાં મારા સોનાના

હિરાજડિત ઘણીજ કિંમતના ચાર હારિના કોઇ માફીટ કાપી લઈ ગયું ને તે ચોર ઉતાવળે નાસવાથી આ ચપ્પુ પડી રહ્યું છે પણ કોનું છે તે ખબર નથી સાહેબ. રાજાએ વિચાર કર્યો કે આ ચપ્પુ તો ચોર ઠરાવશે માટે પાછુ આપીદેવું જોઈએ એવું વિચારી રાજા બોલ્યો કે પ્રધાનજી આપણા ચપ્પુમાં તો બે લાલચુની હતી પણ આમાં તો મુદ્દલ છેજ નહીં. અને વળી જરા નાનું છે. આપણા જેવું છે ખરૂં પણ આપણું નથી. એમ કહી પાછું આપી દીધું. શેઠે તરત ચીભડીનાં બીજ આપ્યા તેથી રાજાએ ખુશી થઇને તેનાં ચૌદ વહાણનું દાણુ માફ કરી દીધું તેથી શેઠ રાજી થઈ ઘેર જવાની રજા માગી અને ઘેર ગયા પછી પોતાની બાયડીને એક જુનું વસ્ત્ર આપી કાઢીમેલી ને પોતે બીજી સ્ત્રી પરણ્યો. શેઠે પેલા જમાદારને દર માસે રૂપિયા ૧૦ તથા ખાવું, પીવું, લુગડાં વિગેરે દેવું ઠરાવી પોતાની ડેલીએ નોકર રાખ્યો ને જીવતાં સુધી પગાર ખવરાવ્યો. ને પછી તેના દિકરાને નોકરી ઉપર દાખલ કર્યો. શેઠ જીવંત પર્યંત સુખી થવાને તેને બે છોકરા તથા એક દીકરી એ પ્રમાણે ત્રણ છોકરાં થયાં એ ત્રણેને સારે ઠેકાણે પરણાવ્યાં હતાં. છોકરાં બહુ ભણેલાં હતાં તેથી શેઠને વૃદ્ધ અવસ્થામાં ઘણું સુખ મળ્યું.

### દોહરો

પૂરણ ધ ગપ્રેમે કર્યું, યથા મતિ અનુસાર;
સાર અસાર વિચારશો, હેતે મારા યાર.

ફુલચંદ નંદન હતો, અંતે થયો હુશિયાર;
પ્રયાસથીજ પ્રવિણ થઈ, સુખે તર્યો સંસાર.

ગુણીકા કપટે ચપટ થઇ, જુગટી પડયો પછાત;

ગળેપડું થાતાં તરત, સપડાયો સાક્ષાત.
પતિ વિમુખ પત્નિ થઇ, આરંભ્યો વ્યભિચાર;
પાપ પ્રગટ ઝટ નીરખતાં, તજવાં પડયાં ઘરબાર.
"સત્યમેવ જયતિ" સદા, સર્વ જગે દેખાય;
જુઠ જગે તલભર ભલે, કદી ન તે નભનાર.
સાૈ સજને સનમુખ ધર્યું, પ્રેમે પુસ્તક આજ;
વાંચ્યાવિણ રાખો કદિ, તો હું છું નારાજ.
ચુક કરો દિલ દર ગુજર, સંગ્રહ કરજો સાર;
વાંચી વરતો વીરલા, તો માનું આભાર.



## અગાઊથી ગ્રાહક થઇ આશ્રય આપનારા સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામ.

### જામનગર.

૨૦૦ કુમારશ્રીજસવંતસિંહજી
૨૦ શેઠ શંકરજી ગોવિંદજી
૧૦રા.રા. બજીભાઇ મણીશંકર
૧૫ મેં. ગામદભાઇ હંસબાઇ
૬ મે.અલારખાભાઇનાથીબાઈ
૫ બાઇ શ્રી ફુલીબા વાઢેર.
૫ બાઇ શ્રી સદાબા
૪ કુમારશ્રી કેશુભા
૪ જમાદારઅબ્દુલકરીમઇસ્માલ
૨ રા. વંદ્રાવન જટાશંકર
૨ વોરામુસાજીઅમીજી અંતરીયા
૨ વોરા અશમાલજી અમીજી અંતરીયા
૨ રા. પ્રભુલાલ વિ. કૃપાશંકર
૨ મેતા પાસવીર અમૃતલાલ
૨ પાઠક નથુરામ નરભેશંકર
૨ પુનાતર નવલચંદ દેવચંદ
૨ કુમાર શ્રી નારસિંહજી
૪ ગુરૂ ભગવાનજી વિશ્વનાથ
૧ રા.રા. ચંપકલાલજટાશંકર
૧ માસ્તર વસનજી હંસરાજ
૧ કુંવરી શ્રી રૂપાલીબા
૧ કુમારશ્રી રામસિંહજી
૧ રા. માણેકલાલ ચૂનીલાલ
૧ રા. બળવંતરાય પ્રભાશંકર
૧ રા. ભગવાનલાલ અમરજી
૧ રા. ઓધવજી આણંદજી
૧ રા. નરભેરામ મોરારજી
૧ રા. ભગવાનલાલ તાનશંકર
૧ રા. હરખચંદ જગજીવન
૧ રા. શંભુશંકર નાનાભાઇ
૧ રા. હરખલાલ જુગતરામ
૧ રા. મોતીચંદ ભનજી
૧ રા. પોપટ મોતીચંદ
૧ રા. જમનાંદાસ લાલજી
૧ રા. ચાંપશી બાણુંજી
૧ રા. માધવજી ઠાકરશી
૧ રા. ચત્રભજ રેવાશંકર
૧ રા. ઉદેશંકર વિ. દોલતરામ
૧ રા. મોહનલાલ રંગીલદાસ
૧ રા. દોલતશંકર વજેશંકર
૧ રા.દુર્ગાશંકરવિ જેશંકરહાથી
૧ રા. મનોદાસ વિ. કેસવજી
૧ રા.બહેચર વિ.ત્રીકમજીપટેલ
૧ રા. લક્ષ્મિચંદ વિ. દશા
૧ રા. અંબાશંકર દોલતરામ
૧ સોઢા જીવા વાલા
૧ ડા. વિઠલજી ઓધવજી

૧ સોની મુલજી સામજી
૧ ખવાસ મેરૂ કુંવરજી
૧ મોઢ હરજી મોતીચંદ
૧ પંડયા કાળિદાસ લધા
૧ ભટ કૃપાશંકર રેવાશંકર
૧ શા. નેમચંદ તારાચંદ
૧ શા. વીક્રમજી માણેકચંદ
૧ શા. ઠાકરશી મોનજી
૧ મેતા. ગલાલચંદ શંઘરાજ
૧ રા. મોરારજી વકીલ
૧ બારોટ. મૂળુભી વજાભી
૧ વૈદ્યઝીણા ગોવિંજી
૧ સુતાર જગજીવનભવાન
૧ ખવાસ ડોસા ગોવિંદજી
૧ જમાદારદામોદરગર લછગનગર
૧ વાઢેરભોજરાજજી બાપુભાઇ
૧ કંદોઈ મુળજી કલા
૧ સુકરાણી અબાસ ચાકર
૧ ભારેલ જીવા મોતીચંદ
૧ જમાદાર મહંમદખાં નથુખાં
૧ મોઢે ગોવિંદજી હરિદાસ
૧ શેઠ ભલાભાઈ કાળિદાસ
૧ સોની કાળિદાસ દામ
૧ ઓઝા દયાશંકર કામેશ્વર
૧ સોની નાનજી જીવા
૧ સોની મદન કાનજી (ડીયાણા
૧ રા. મહિધર અંબારામ હ.
૧ નાધોરી વલભદાસ ધનજી
૧ રા. નવલશંકર સુરજશંકર વકીલ
૧ રા. કુરણાશંકર પરસોતમ
૧ સોની મદનજી હરજીવન
૧ સોની ડોસા મોરારજી
૧ વસા ડોસા સોમચંદ
૧ રા. નારાણજી રામજી
૧ કંસારા જગજીવન મદનજી
૧ રા. મોહનલાલ દુર્ગાશંકર
૧ રા. વલભદાસ ગોપાલભા
૧ ઠા. જાદવજી કાનજી
૧ રા. પાગજી રામજી
૧ મનોરંજક પુસ્તકશાળા
૧ શા. જેશંગ સુંદરજી
૧ દરબાર કાલુભા સુરાજી
૧ ખત્રી સામજી માલજી
૧ સોની નથુ મેઘજી
૧ ઠા. ગોરધનદાસ ગોપાલજી

## રાજકોટ.

૪ મહેરબાન ગોપાલજી સુરભાઇ એજયુકેશનલ ઈન્સ્પેક્ટર પ્રાંત કાઠીઆવાડ
૧ રા. હરિવલભ મુળજી આસિસ્ટંટ. એ. ઇ.પ્રાંત હાલાર
૧ રા.મણીશંકર વિ.જટાશંકર
૧ રા. કેશવલાલ માણેકલાલ
૧ રા.રંગીલદાસવિ.રેવાશંકર
૧ રા. જશવંતરામગંગારામ
૧ રા. ગીરજાશંકરલક્ષ્મિશંકર
૧ રા. ગવરીશંકર વનમાલી

૧ રા શંકરલાલ મુગટરામ
૧ રા મૂળચંદ ભાવજી
૧ રા ગીરધરલાલ શોભાગ્યચંદ

### વડોદરા.

૧ રા હરગોવંનદાસ દ્વારકાંદાસ કેળવણી ખાતાના અધિકારી સાહેબ.
૧ રા લીલાધર વિ. પ્રભાશંકર

### જુનાગઢ.

૪ રા રા. નરસિંહપ્રસાદ હરિપ્રસાદ
૧ રા રા ભૂપતરાય ન્યાલચંદ

### અમદાવાદ

૧ રાચંદુલાલવિ.લલુભાઇઝવેરી

### મોરબી.

૧ રા. તેજપાળ આવાણી

### ગોંડલ

૪ રાવબાહાદુર પોપટ વેલજી મુખ્ય દીવાનજી સાહેબ

### કુંડલાવડ

૫૦ મહેરબાન માહાલકરી સાહેબ ગીરજાશંકરભાઇ

### ધ્રોળ

૨૪ મે. નાયક કારભારી વજેશંકર ચંદરજી

### વળા

૧ રા રા. માનશંકર વિ. છબીલદાસ

### ઉંડાણ

૧ રા.રા. કલ્યાણરાય શીવલાલ થાણદાર સાહેબ
૧ રા.રા. ભગવાનજી ચાંપશી
૧ રા. રા. વસરામ ઓધા
૧ રા. રા. રામજી ભગવાન
૧ રા.રા. ભગવાનજી મોનજી
૧ શેઠ લતીબ રેમતલા
૧ મહેતા નાનજી જીવા
૧ વિપ્ર નરોત્તમ કાળીદાસ

### આમરણ

૬ કુમારશ્રી રત્નસિંહજીસાહેબ
૫ આજમ મોરારજી ધનજી મુખ્ય કારભારી સાહેબ
૫ રા. રા. વ્રજલાલ મોરડજી વીઝાડના માજી કારભારી
૨ રા.રા કાળિદાસલાલજીવકીલ
૨ રા.રા.સામજીપરસોતમવકીલ
૧ રા.રા. સુંદરજીઝીણાવકીલ
૧ સુકલ રતનજી પુરશોતમ
૧ શેઠ માણેકચંદ હંશરાજ

૧ શેઠ ભાણુજી કમળશી
૧ રા. રા ગયાશંકર રામજી
સ્કુલ માસ્તર
૧ રા. રા. મોરાડજી સાગજી
૧ માટલીઆ દગા જેઠાણી
૧ શેઠ દેવશી પશું
૧ શેઠ પોપટ જુઠા
૧ વોરા અબરામજી કરીમજી
૧ કંદોઈ દેવશી ડાહ્યા
૧ ઠા.દેવચંદહરીપોલાઆસીસ્ટંટ
૧ વિપ્ર નરસિંહ નદરામ દ-
રબારી ગોર
૧ સૈયદ અલીમીયાં રેમાનમી-
યાં પોલીસ ફોજદારના કારકુન
૧ સૈયદ મોજુમીયાં નથુમીયાં
ન્યાય કોર્ટના ઉમેદવાર
૧ વિપ્ર કરશંનજી કેશવજી
૧ રા. મુગટરામ માધવજી
૧ રા. વિશ્વનાથ શીવશંકર
કારભારી હોફીસના ઉમેદવાર
૧ પઠયા ગવરીશંકર માધવજી
૧રા.દયાલજીભવાનીશંકરવકીલ
૧ રા. અંબાશંકરવિ.જીવાભાઈ
૧ રા.રા.ઉમેદલાલઉમીયાશંકર
૧ ખવાસ કાળા સામજી
૧ બાવા પિતાંબરગરઅમરગર
૧ ઠા. રામજી મનજી
૧ ઠા. ડાહ્યા સામજી
૧ માંડવીયા ભાણુજી લીલાધર

૧ રા.ઉમિયાશંકર ત્રવાડીવકીલ

**બાળંભા**

૧ રા.ગણીશંકરવિ.પ્રાણજીવન
મે. ગાહાલકારી સાહેબ
૨ શેઠ વિઠ્ઠલજી ગોરધન
૨ શેઠ તેજપાળ ગોકળ
૧ રા. કલ્યાણરાય નરભેશંકર
૧ રા. રામજી હંસરાજ
૧ રા. હેમચંદ ભાણજી
૧ રા. મુળશંકરવિ. ગંગળજી
૧ શેઠ હેમચંદ ગુલાબચંદ
૧ શેઠ પરસોતમ ઉકાણી
૧ રા મોરાડજી ઝીણા
૧ વિપ્ર મોરાડજી જેઠા
૧ રા. ન્યાલચંદ તલકશી
૧ રા. રાયચંદ નરભેરામ

**આંગરોળી**

૧રા.મહાશંકરમહીપતરામછાંયા

**લાકડીઆ**

૨ આજમ મે. કારભારી સા-
હેબ રા. દોલતરામભાઈ

**આડેસર—કચ્છ**

૨ રા. જીજીભાઈ ઝીણાભાઈ
મુખ્ય કારભારી સાહેબ

**લૂણીધાર.**

૧ રા.કુંવરજીગગજીસ્કુલમાસ્તર

**કેસોદ:**

૧ રા. આણંદજી વહાલજી સ્કુ
લ માસ્તર